દેલવાડકર-સિરીઝ-બાળગ્રંથાવળી. નં. ૨.




# ગુજરાતી વાંચન-માળા.

## સચિત્ર-પ્હેલી ચોપડી.

ગો. ક. દેલવાડકર.

દેલવાડાકર-સિરીઝ-બાળગ્રંથાવળી. નં. ૨.

કિન્ડર ગાર્ટન

# ગુજરાતી વાંચન-માળા.

## સચિત્ર-પ્હેલી ચોપડી.

પ્હેલા ધોરણના ઉપયોગ માટે.

જોડાક્ષર વગરના સ્હેલા શબ્દો અને સાદાં
વાકયોની સચિત્ર પાઠમાળા.

રચનાર-ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.
કિન્ડરગાર્ટનીસ્ટ.

કિંમત બે આના.

# શિક્ષક મંડળને સૂચના.



'ગુજરાત શાળા-પત્ર' ના માસ એપ્રિલ ૧૯૦૨ તથા ૧૯૦૩ ના અંકનાં પ્હેલાં અને છેલ્લાં પૃષ્ઠપર શિક્ષકોનું ખાસ લક્ષ ખેંચવામાં આવે છે.

અમદાવાદ 'દિવાકર.'



મુંબઈ,

નિર્ણયસાગર પ્રેસમાં છાપ્યું છે.

૧૯૫૯–૧૯૦૩.

# પ્રસ્તાવના.



નાનાં બાળકોને કિન્ડરગાર્ટન રૂઢી પ્રમાણે, રમત-ગમતથી ચિત્ર-પદાર્થદ્વારા, સ્હેલી અને સરલ રીતે વાંચન જ્ઞાન આપવા માટે, **કિન્ડરગાર્ટન ગુજરાતી વાંચનમાળા મૂળભાગનું** પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે; તેમાં સ્વર અને વ્યંજનના છૂટા તેમજ જોડાયલા શબ્દો, અને વાક્યોની રચના બતાવવામાં આવી છે. એ રચના, અંગ્રેજી વાંચનમાળાની પદ્ધત્તિ અનુસાર કરી છે, એટલે બારાક્ષરીનો વૃથા યત્ન કર્યા વિના સહજ રીતે, બાળકોને વાંચન જ્ઞાન મળેછે. એ પુસ્તકને અનુસરીને, ચડતા પ્રકારે આ '**પ્હેલી ચોપડી**'ની રચના કરવામાં આવી છે. આ પુસ્તકમાં **મૂળભાગને** લગતા પાઠોનાં ચિત્ર-પદાર્થો પર સારું વિવેચન કર્યું છે, અને વ્યાકરણના નિયમ પ્રમાણે, દરેક વાક્ય, સંબંધ સાથે જોડવામાં આવ્યું છે; એટલે આ બે પુસ્તકથી બાળવર્ગ અને પ્હેલા ધોરણનાં બાળકોને, શબ્દજ્ઞાન અને વાક્યજ્ઞાનનો ઉત્તમ અભ્યાસ થવાનો સંભવ છે. વળી જોડાક્ષરનો ભેદ છેક છેલ્લા પાઠમાં બતાવ્યો છે, એટલે આખા પુસ્તકના પાઠોમાં એક પણ જોડાક્ષરનો સમાસ થયો નથી. અને જોડાક્ષર દાખલ નથી થયા, તોપણ ભાષાના નિયમને, વાંચન–પાઠના વિસ્તારને, કે વ્યાકરણના નિયમને અથવા વિવેચનની માધુર્યતાને કશી રીતે હરકત આવવા દીધી નથી.

આ બાળ–પુસ્તક રચવામાં, મ્હારા કેટલાક વિદ્વાન મિત્રો, ભાષા-શાસ્ત્રીઓ, તેમજ કેટલાક અનુભવી કેળવાયલા શિક્ષકોની

મને મદદ લ્હેવી પડી છે. એટલુંજ નહિ પણ કેટલાંક હીંદી-મરાઠી, સંસ્કૃત અને અંગ્રેજી ગ્રંથોનો આધાર લ્હેવો પડ્યો છે એ માટે આ પુસ્તક એ સર્વનું આભારી છે.

ગુજરાતી વાંચન-માળાની બાળગ્રંથાવળી સરકારી નવાં ધોરણો અનુસાર, હાલની નવી શિક્ષણ પદ્ધત્તિ પ્રમાણે રચાયલી હોવાથી ગુજરાતી શાળાઓને આ એક અગત્યનું સાધન થઇ પડશે તો કર્ત્તા, પોતાના યત્નમાં સફળ થયેલો ગણાશે. આ વાંચન-માળાનું પ્રથમ પુસ્તક, બહુજ ઉપયોગી ઠર્યું છે, એ પરથી સંતોષ લઇ શકાય છે કે આ ઉભય ગ્રંથ, ગુજરાતી શાળાઓના ઉત્તેજનને અવશ્ય પાત્ર થશે.

શ્રાવણ માસ ૧૯૫૯ }
ઑગષ્ટ ૧૯૦૩. } કર્ત્તા.

દેલવાડાકર સિરીઝ.

બાળ ગ્રંથાવળી. નં. ૨

કિન્ડર ગાર્ટન.

# ગુજરાતી વાંચન–માળા.

## સચિત્ર–પ્હેલી ચોપડી.

---

### પાઠ ૧.

કૂંઢી ખાણ ધોળી રોજ વગડામાં ચરવા
સાંજે શીંગડાં આંખ માથું પૂંછડું
આંચળ ગોવાળ દૂધ.



જો આ મારી ગાય છે.
એ કૂંડીમાંથી ખાણુ ખાય છે.
આ ગાય ધોળી છે.
એ રોજ વગડામાં ચરવા જાય છે.
તે સાંજે પાછી ઘેર આવે છે.
તેને એક માથું ને એક પૂછડું છે.
તેને બે શીંગડાં, બે કાન ને બે આંખ છે.
તેને ચાર પગ ને ચાર આંચળ છે.
જો ગોવાળ દૂધ દોય છે.
મને ગાયનું દૂધ પીવું બહુ ગમે છે.

## પાઠ ૨.

### પેલું તળાવ કાંઠે ચાંચ પાણી કાગડો કાળો લાંબી પાંખ ઉડે.



જો પેલું એક તળાવ છે.

તેને કાંઠે કાગડો બેઠો છે.

એ ચાંચવડે પાણી પીએ છે.

કાગડો કાળો છે.

તેની ચાંચ લાંબી છે.
તે પાંખવડે ઉડે છે.
એ સવારમાં ઉઠીને કા-કા કરે છે.

પાઠ ૩.

કૂકડાં પીલાં રાતી ઝાલર વહાલાં
કૂકડેકૂ ઉઠ જાગ.



કૂકડાંને મરઘાં કહે છે.

નાનાં કૂકડાંને પીલાં કહે છે.
જો પેલો મોટો કૂકડો છે.
તેને ગળે રાતી ઝાલર લટકે છે.
પેલી મરઘી છે.
તેની પાછળ પીલાં દોડે છે.
મરઘીને પીલાં બહુ વહાલાં છે.
કૂકડો સવાર થયા પહેલાં બોલે છે.

કૂકડે કૂ, ઉઠ રે વહુ;
વહેલી જાગ, કામે લાગ.

---

પાઠ ૪.

સૂરજ ઉગે રંગ પીળો આથમે રાતો
ચાંદો સફેદ તારા અંધારામાં.




જો પેલો સૂરજ ઉગે છે.
તેનો રંગ સોનેરી લાગે છે.
એ સાંજે આથમે છે.
તે વેળા રાતો દેખાય છે.
જો પેલો ચાંદો ઉગે છે.
પહેલાં તે નાનો દેખાય છે.
પછી તે દરરોજ મોટો થતો જાય છે.
ચાંદો સફેદ લાગે છે.

ચાંદાને જોઈને તારા નાશી જાય છે.
અંધારામાં તારા બહુ ચળકે છે.

---

## પાઠ ૫.

ગોળો લાકડાનો ઘન ચોખંડો બાજુ
ખૂણા સપાટ ઉંચો નળાકાર પીપ.





આ ગોળો ગોળ લીંબુ જેવો છે.
તે લાકડાનો છે.
પેલો લાકડાનો ઘન છે.
તે ચોખંડો લાગે છે.
તેને છ બાજુ ને આઠ ખૂણા છે.

એ સપાટ બેસે છે.
એ ઉંચો છે, તેથી તેને ઘન કહેછે.
પેલો નળાકાર છે.
તેની બે બાજુ સપાટ છે.
તે વચમાંથી ગોળ દેખાય છે.
એ પીપ જેવો લાગે છે.

પાઠ ૬.

કોયલ કાળી ટહુકા અવાજ મીઠો લીલો ચાંચ કાંઠલો મીઠું પીંછામાં ચાંદલા નાચે.





જો કોયલ કાળી છે.

કોઈ તેને કાગડાની બેન કહેછે.
એ કેવી ટહુકા કરે છે?
તેનો અવાજ મીઠો છે.
પેલો પોપટ છે.
તેનો રંગ લીલો છે.
તેની ચાંચ રાતી છે.
તેને કાળો કાંઠલો છે.
પોપટ મીઠું બોલે છે.
પોપટ પંખી—ચતુર સુજાણ;
પઢો પોપટજી—જય ભગવાન.
પેલો મોર છે.
તેનાં પીંછાંમાં ચાંદલા છે.
તે કેવો કળા પૂરીને નાચે છે!

## પાઠ ૭.

ભેંસ ચામડી જાડી ટૂંકા ગરીબ નદી.



આ ભેંસ કાળી છે.
તેની ચામડી જાડી છે.
તેના પગ ટૂંકા પણ જાડા છે.
તે ઘણું દૂધ દે છે.
આ ભેંસ ગરીબ દેખાય છે.
તેને પાણી બહુ ગમે છે.
તે તળાવ કે નદીમાં જઈને બેસે છે.

પાઠ ૮.

## બિલાડી ઉંદર ખૂણામાં ચળકતી.



જો પેલી બિલાડી, ઉંદરને તાકીને જોયછે
ઉંદર પેલા ખૂણામાં સંતાઈ જાય છે.
બિલાડી ધીમે ધીમે ચાલે છે.
તે અંધારામાં પણ ઉંદરને પકડે છે.
બિલાડીની આંખ ચળકતી હોયછે.
તેથી ઉંદર તેને જોઈને નાશી જાયછે.

પાઠ ૯.

કૂતરો લીલુ ભસવા વાંકી બેન
લીલી કૂતરી.



આ મારો કૂતરો છે.
તેનું નામ લીલુ છે.
તે રોજ મારી સાથે ફરે છે.
જો કોઈ નવું જનાવર જોય છે,
તો તે ભસવા મંડી જાય છે.
કૂતરાની પૂછડી વાંકી હોય છે.
મારી બેનની પાસે એક કૂતરી છે.
તેનું નામ લીલી છે.

## પાઠ ૧૦.

વડ ઉંચું ડાળીઓ દોરડાં લટકે
વડવાઈ ટેટા પાંદડાં આકાર.



આ વડનું ઝાડ છે.
તે મોટું ને ઉંચું છે.
તેની ડાળીઓ લાંબી છે.
પેલાં દોરડાં જેવું શું લટકે છે ?
તે વડવાઈ છે.
વડને રાતા ટેટા થાય છે.
તેનાં પાંદડાં લીલાં છે.

તેની બે બાજુ જુઓ કેવી લાગે છે?
એ પાંદડાંની વચમાં સફેદ શું છે?
એ પાંદડાંનો આકાર પાડી બતાવશો?

હા-જી.

---

## પાઠ ૧૧.

માછલું મગર ઉંડાં દરિયામાં જનાવર
પીવા ઘસડીને પીઠ.





જો પેલું માછલું છે.
તે પાણીમાં તરે છે.
પેલી એક મગર છે.
મગર ઉંડા પાણીમાં રહે છે.
કોઈ વેળા તે બહાર નીકળે છે.
તે તળાવ નદી કે દરિયામાં રહે છે.
જો કોઈ જનાવર પાણી પીવા આવે છે,
તો તેને ઘસડીને લઈ જાય છે.
મગરની પીઠ બહુ કઠણ છે.

## પાઠ ૧૨.

## વાંદરો ડાળી મોઢું ઘરમાં ખાવાનું અટકચાળાં.



પેલો વાંદરો ઝાડ પર બેઠો છે.

એ આ ડાળીએથી પેલી ડાળી પર દોડે છે.

તેનું મોઢું કાળું છે.

તેનું પૂછડું બહુ લાંબું હોય છે.

કોઈ વાંદરાં ઘરમાં પેસી જાય છે,

ને કંઈ ખાવાનું હોય તે ખાઈ જાય છે. વાંદરાં બહુજ અટકચાળાં હોય છે. તેના હાથ પગ માણસના જેવા લાગે છે.

---

## પાઠ ૧૩.

ભરવાડ ઘેટાંના ચરવા ડીલ ઉન ટાઢ ગરમ કપડાં.



પેલો ભરવાડ ઘેટાંને ચરવા લઈજાય છે

ઘેટાંના ડીલ પર ઉન છે.

ઉન ઘણી ગરમ છે.

તેથી ઘેટાંને ટાઢ વાતી નથી.

ઉનનાં ગરમ કપડાં થાય છે.

## પાઠ ૧૫.

છોકરાઓ પતંગ પવન ડોલે ખેંચાય
ચગાવતાં આવડે મેદાનમાં.



આ છોકરાઓ પતંગ ચગાવે છે.

તે પવનથી આમ તેમ ડોલે છે.
જો તે પવનથી ખેંચાય છે.
પેલા છોકરાને તે ઘસડે છે.
મને પતંગ ચગાવતાં આવડે છે.
અમે કોઈ કોઈ વાર મેદાનમાં જઈને
પતંગ ચગાવીએ છીયે.

---

પાઠ ૧૬.

ખેડૂત હળ બળદ ખેતર ખેડીને અનાજ વાવે
વરસાદ ઉગે છે બાજરીના જુવારના છોડ.



પેલો ખેડૂત છે.

તેની પાસે હળ છે.

હળને બે બળદ જોડેલા છે.

તે ખેતર ખેડે છે.

ખેતર ખેડીને અનાજ વાવે છે.

પછી વરસાદ આવે છે,

એટલે અનાજ ઉગે છે.

અનાજના છોડ થાય છે.

કોઈ બાજરીના ને કોઈ જુવારના
છોડ હોય છે.

## પાઠ ૧૭.

## આખલો અને ગધેડો.



એક આખલો વગડામાંથી આવતો હતો, તેણે એક ગધેડાને જોયો. આખલો કહે છે કે ભાઇ ગધેડા! તું પીઠપર આટલો બધો ભાર વસડીને તાપમાં કેમ ચાલી શકે છે? ગધેડો કહે છે કે, ભાઇ! મને તો એવી ટેવ છે. હું મજુરી કરૂં છું, તો મારૂં બળ બહુ વધે છે. તારી પેઠે આળસુ થઇને ફરવાનું ને મફતનું ખાવાનું મને ગમતું નથી. આ સાંભળીને આખલો શરમાઇને નાશી ગયો.

## પાઠ ૧૮.

## દરાખ અને શિયાળ.



એક માંડવા ઉપર દરાખના વેલા હતા. તે પર દરાખના ઝુમખા લટકતા હતા. એ દરાખ જોઇને શિયાળ તેની પાસે ગયો. અને દરાખ તોડવાની તજવીજ કીધી, પણ તે મળી શકી નહિ, એટલે મનમાં વિચાર કીધો કે તે દરાખ

તો ખાટી હશે. શિયાળને દરાખ મળી શકી નહિ, એટલે જૂઠું બહાનું કાઢીને નાશી ગયો.

---

## પાઠ ૧૯.

## બિલાડીની રમત.



છગન! અમે એક બિલાડી પાળી છે. એક-
વાર તેણે ભારે ગમત કરી હતી. અમારા ઘરમાં

એવો ધારો છે કે ઘંટ વાગે, એટલે ઘરનાં બધાં જમવા આવે. તે સાથે બિલાડી પણ દૂર આવીને બેસે. એકવાર બિલાડી બહાર ફરવા ગઇ, ને જમવાનો ઘંટ થઇ ગયો; અને સઘળાં જમી ગયાં. બિલાડી થોડીવારે બહારથી આવીને ઘંટની વાટ જોઇને બેઠી, પણ ઘંટ તો વાગે નહિ, પછી પોતે હાથે દોરી ખેંચીને ઘંટનો અવાજ કીધો, એટલે અમે બધાં તે તરફ દોડી ગયાં, ને જોયું તો બિલાડી ઘંટ વગાડતી હતી. બિલાડીની રમત જોઇને અમે બધાં હસવા મંડી ગયાં, ને પછી બિલાડીને ખાવાને રોટલી આપી. બિલાડી પણ કેવી ડાહી હશે ?

---

પાઠ ૨૦.

## જોડાક્ષરની સમજણ.

તમને હવે જોડાક્ષર શીખવું છું. એક અક્ષર સાથે બીજો અક્ષર જોડાય, તેને જોડાક્ષર કહે છે.

જેમકે—ક્ક-ચ્ચ-ચ્છ-ક્ય-ટ્ટ-ડ્ડ-ત્ત-ત્ર-ઘ.

આ નીચેના શબ્દોમાંથી ઉપલા જોડાક્ષર શોધી કાઢો જોઇએ—

ચક્કર. બચ્ચાં. મચ્છર. વાક્ય. ટટ્ટુ.
ચીઠ્ઠી. ચિત્ત. ચિત્ર. વિદ્યા.

આ રીતે જૂદી જૂદી જાતના અક્ષરો એક બીજા સાથે જોડાય છે. અને તે સાથે સ્વર જોડાય છે, એટલે એક શબ્દ થાયછે. જેમ કે—

જ્યારે. આવ્યો. કહ્યું.
ત્યારે. ચાલ્યો. કર્યું.

પાઠ ૨૧.

( એકમથી દશકના આંક. )

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧૧ | ૧૨૨ | ૧૩૩ | ૧૪૪ | ૧૫૫ |
| ૨૧૨ | ૨૨૪ | ૨૩૬ | ૨૪૮ | ૨૫૧૦ |
| ૩૧૩ | ૩૨૬ | ૩૩૯ | ૩૪૧૨ | ૩૫૧૫ |
| ૪૧૪ | ૪૨૮ | ૪૩૧૨ | ૪૪૧૬ | ૪૫૨૦ |
| ૫૧૫ | ૫૨૧૦ | ૫૩૧૫ | ૫૪૨૦ | ૫૫૨૫ |
| ૬૧૬ | ૬૨૧૨ | ૬૩૧૮ | ૬૪૨૪ | ૬૫૩૦ |
| ૭૧૭ | ૭૨૧૪ | ૭૩૨૧ | ૭૪૨૮ | ૭૫૩૫ |
| ૮૧૮ | ૮૨૧૬ | ૮૩૨૪ | ૮૪૩૨ | ૮૫૪૦ |
| ૯૧૯ | ૯૨૧૮ | ૯૩૨૭ | ૯૪૩૬ | ૯૫૪૫ |
| ૧૦૧૧૦ | ૧૦૨૨૦ | ૧૦૩૩૦ | ૧૦૪૪૦ | ૧૦૫૫૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૬૬ | ૧૭૭ | ૧૮૮ | ૧૯૯ | ૧૧૦૧૦ |
| ૨૬૧૨ | ૨૭૧૪ | ૨૮૧૬ | ૨૯૧૮ | ૨૧૦૨૦ |
| ૩૬૧૮ | ૩૭૨૧ | ૩૮૨૪ | ૩૯૨૭ | ૩૧૦૩૦ |
| ૪૬૨૪ | ૪૭૨૮ | ૪૮૩૨ | ૪૯૩૬ | ૪૧૦૪૦ |
| ૫૬૩૦ | ૫૭૩૫ | ૫૮૪૦ | ૫૯૪૫ | ૫૧૦૫૦ |
| ૬૬૩૬ | ૬૭૪૨ | ૬૮૪૮ | ૬૯૫૪ | ૬૧૦૬૦ |
| ૭૬૪૨ | ૭૭૪૯ | ૭૮૫૬ | ૭૯૬૩ | ૭૧૦૭૦ |
| ૮૬૪૮ | ૮૭૫૬ | ૮૮૬૪ | ૮૯૭૨ | ૮૧૦૮૦ |
| ૯૬૫૪ | ૯૭૬૩ | ૯૮૭૨ | ૯૯૮૧ | ૯૧૦૯૦ |
| ૧૦૬૬૦ | ૧૦૭૭૦ | ૧૦૮૮૦ | ૧૦૯૯૦ | ૧૦૧૦૧૦૦ |

## કિન્ડરગાર્ટન ગ્રંથમાળાની સરકારી તપાસ.

# દેલવાડાકર સિરીઝ.

| "બાળ-ગ્રંથાવળી નં૦ ૧ થી ૨૦." | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| A. કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધતિ............... | ૦ | ૪ | ૦ |
| ૧. કિન્ડરગાર્ટન વાંચન-માળા મૂળ ભાગ (સચિત્ર) | ૦ | ૨ | ૦ |
| ૨. કિન્ડર-ગુજરાતી વાંચનમાળા પ્હેલી ચોપડી | ૦ | ૨ | ૦ |
| * ૩. કિન્ડરગાર્ટન ભાગ ૧ થી ૩ દરેકના...... | ૦ | ૪ | ૦ |
| (ત્રણ પુસ્તક સાથે બાંધેલાના પાકા પુઠાના) | ૦ | ૧૨ | ૦ |
| † ૬. બાળ કસરત ભાગ ૧ (સચિત્ર) ત્રીજી આવૃત્તિ | ૦ | ૨ | ૦ |
| A ૬. બાળ કસરત ભાગ ૨ જો............... | ૦ | ૨ | ૦ |
| ૭. શિશુ શિક્ષણ ( સંક્ષિપ્ત કવિતામાં )......... | ૦ | ૪ | ૦ |
| † ૮. બાળ કહાણિયો ( સુધારેલી બીજી આવૃત્તિ ) | ૦ | ૨ | ૦ |
| † ૯. બાળ બાગ ભાગ ૧-૨ દરેકના (નવી આવૃત્તિ) | ૦ | ૪ | ૦ |
| ( બે ભાગ સાથે બાંધેલા પાકા પુઠાના )...... | ૦ | ૮ | ૦ |
| ૧૧. કિન્ડરગાર્ટન પાઠમાળા (વાંચન-પદાર્થ પાઠ) | ૦ | ૨ | ૦ |
| ૧૨. બાળ શિક્ષણ ગરબાવળી (સ્ત્રીધર્મશિક્ષણ) | ૦ | ૪ | ૦ |
| ૧૩. સંગીત-સતીમંડળ ( સ્ત્રી ધર્મનીતિ જ્ઞાન ) | ૦ | ૪ | ૦ |
| * ૧૪. બાળ-ખેલ (સચિત્ર કિન્ડર-ગાર્ટન શિક્ષણ) | ૦ | ૫ | ૦ |
| ૧૫. બાળકોની રંગભૂમિ ( નાનાં નાટકો )...... | ૦ | ૨ | ૦ |
| ૧૬. બાળ જ્ઞાન............................. | ૦ | ૨ | ૦ |
| ૧૭. બાળ ગીત ( હાવભાવ સાથે )......... | ૦ | ૨ | ૦ |
| ૧૮. કિન્ડરગાર્ટન—પદાર્થ પાઠ................ | ૦ | ૨ | ૦ |
| ૧૯ ૨૦. કિન્ડરગાર્ટન ડ્રૉઇંગ બુક ભાગ ૧-૨ દરેકના | ૦ | ૨ | ૦ |

* આ પુસ્તકો, સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ટેકસ્ટબુક' તેમજ **'ઈનામ-લાઇબ્રરી'** તરીકે વાપરવા માટે સરકારી કેળવણીખાતા તરફથી ખાસ હુકમ પ્રકટ થયો છે.

રચનાર—**ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.**

નં૦ ૧૫૫ ફનસવાડી મુંબઇ.

